# ગુલબકાવલી.

## ખેલનો ટુંક સાર.

### अंक पहलो. ( १ )

પ્રથમ ઇશ્વર પ્રાર્થના થયા બાદ ગીરકસ્તાન મેહેરમા રાજા ચિત્રસિંહનો દરબાર ભરાય છે તેમા રાજાના ચાર કુંવરો પ્રધાન સેન્યાપતિ વિગેરે તમામ રાજ્ય સેવકો યુકત સભા ભરાઇને બેઠી છે. તેમા રાજા પોતાના પુત્ર તાજલનુ મુખ જોવાથી અંધ થયો છે જેથી ગમગીનીમા બેઠો છે તેને દેખતો કરવાને ગુલબકાવલીનુ પુષ્પ લેવાને રાજાના ચારે કુંવરો ગીરકસ્તાન છોડીને ત્યાથી નીકળે છે– બાલ્યાવસ્થાથી જંગલમા પડેલો તાજલ એક ભોમાનંદ નામના રૂષિના આશ્રમમા ઉછરી મોહોટો થયો છે. તેને બકાવલીનું પુષ્પ લેવા નીકળેલા ચાર કુંવરો મળે છે તેમનાથી તાજલ સરવે વાતે વાકેફ થાય છે પછી તે પણ ત્યાથી બકાવલીનું ફુલ લેવાને નીકળે છે બાદ ચારે કુંવરો મનીપુર નામના શેહેરમા આવે છે ત્યા લાખી ગુણીકાને ઘેર જઈ ચોપટ ખેલે છે તેમા હારી જવાથી લાખીના ગુલામ થઇ રહે છે

### अंक बीजो. ( २ )

તાજલમુખ મનીપૂરમા આવે છે. તેને માર્ગમા એક ભીક્ષુક જોગી મળે છે. તેનાથી લાખીની દગલબાજી વીશે વાકેફ થાય છે પછી લાખીના મેહેલમા જાય છે ને તે પણ લાખીની સાથે હારજીતની બાજી રમે છે તેમાં લાખીને તાજલ જીતે છે જેથી લખી તાજલની સ્ત્રી થઇને રહે છે. બાદ લાખીએ હાર પમાડીને જે કેટલાએક અમીર ઉમરાવોને પોતાની જેલમાં પુરેલા છે તેને તાજલ છોડાવે છે તેમા તાજલના ચારે ભાઇઓ પણ છુટા થઈ જાય છે બાદ

ત લાખીને થોડી મુદતમાં પાછો આવવાનો વાયદો કરી પાછો

ત્યાંથી બકાવલીના ફુલની શોધમા જાય છે તે જંગલમાં એક બુલ-બુલ નામની પરીને રાક્ષસે કેદ કરેલી છે ત્યાં આવે છે ને રાક્ષસને મારી પરીને છોડાવે છે જેથી તે બુલબુલ પરી તાજલની સાથે પાણી ગ્રહણ કરવાને ચાહે છે ને તાજલને વચન બંધન કરી પછી તેને બકાવલીના પરસ્તાનમા લઇ જાય છે. બાદ લાખીને ગુજરાતી શીક્ષણ આપનાર મણીલાલ માસ્તર લાખી પાસે ગુરૂ દક્ષણા લેવાને અયોગ્ય માગણી કરે છે જેથી લાખી તેને તીરસ્કાર દઇ કાઢે છે પછી બુલબુલ પરી તાજલને એક કટક નામના રાક્ષસની સાથે બકાવલીના બાગમા મોકલે છે ત્યાં તે બકાવલીનુ ફુલ લઇ લે છે ને આખરે બકાવલીની સાથે તાજલની પ્રીતી જોડાય છે પછી તાજલ તથા બકાવલી એ જણુ પલંગમા પોઢે છે તે બકાવલીની મા ચંદ્રપરીના જોવામા આવે છે જેથી તાજલને દરીઆમા ફેંકી દેવા એ રાક્ષસને હુકમ કરે છે જેથી રાક્ષસો તાજલને દરીઆમા ફેંકી દે છે ને બકાવલી રૂદન કરતી રહે છે.

# अंक त्रीजो.

પોતાના પતિનો વિયોગ થવાથી બકાવલી તથા બુલબુલ જો ગણનો સ્વાંગ લઇ પોતાના સ્વામીની શોધમા જાય છે બાદ એક યોગનાથ નામનો રૂષી સમુદ્રના કીનારા ઉપર સ્નાન કરે છે તેને ડુબેલો તાજલ તણાઇ આવતો માલમ પડે છે જેથી તે દયાને ખાતર તેને જળની બહાર કાઢે છે જે વખતે તાજલ મરેલો નહી પણ બેસુધ હાલતમા માલમ પડે છે તેને આગતાસ્વાગતા કરી રૂષી સુદ્ધીમા લાવે છે બાદ તાજલ ત્યાંથી તે રૂષીની આજ્ઞા લઇને નીકળે છે પછી જંગલમા ફરતો એક આંધળો ફકીર તાજલને મળે છે ને તે ફકીરની આંખમા બકાવલીનુ ફુલ આંજી અજમાયસ કરે છે ફકીર દેખતો થાય છે તે વાત જંગલમા રખડતા તાજલના ચાર ભાઇઓને ખબર પડે છે જેથી તેઓ તાજલને મળે છે ને ફુલ છીનાવી લઇ તાજલને એક વાવમા નાંખી પછી સીરકસ્તાન તરફ જાય છે. બાદ બકાવલી તથ બુલબુલ જોગણ વેશે ત્યા આવે છે તે તાજલને વાવમાથી કાઢે છે જે વખતે વાવનુ પાણી પીવાથી તાજલ આંધળો રૂપ થઇ ગએલો નજર આવે છે બાદ એક રાક્ષસ ત્યાં -

છે તે તાજલને પોતાની સ્રો ધારી હાથ પકડીને પોતાના રેઠાણુપર વસડી જાય છે બાદ બકાવલીને બુલબુલ પણ ત્યાંથી જાય છે બાદ એક છગી નામની કૂટણીને મણીલલ માસ્તર મળે છે ને લ ણીને પોતાને તાબે કરવા વીશે છગીને ભલામણ કરે છે છગી રૂશ તની લાલચથી હા પાડ છે બાદ છગીને તેની સખી રગી મળે છે તેની સાથે લાખાને ફસાવવાની યુક્તિ કરે છે છગીની દાસી રગી લાખી ની બે દાસીઓ પાણી ભરવા જાય છે તેને મળે છે ને તેની સાથે લાખીને ઘેર જાય છે લખી પોતાના પતિનો વિયોગ થવાથી પ્રભુ પ્રાર્થના કરે છે તેને ભેળવીને રગી છગીના મુકામપર લઇ જાય છે ને ત્યાથી યુક્તિ કરી છગી લાખીને જગલમા લઇ જાય છે ત્યા મ ણીલાલ માસ્તર લાખીને ફસાવવા જાય છે ત્યા મણીલાલ–લાખીનો કાચમિન રગી ને ગુણસુદરી એ ચારેના ખુન થાય છે રાક્ષસના તાબામાથી તાજલ નાઠો છે તેને ખોળવા આવેલો રાક્ષસ તાજલને બદલે પાછો છગીને ઉઠાવી જાય છે બાદ સર્પ ડૈસ થવાથી લાખી-નુ મરણ થાય છે અથાદય દુઃખમા ડુબેલો તાજલ કાળનો માર્યો લાખીને લઇને ચીતામા બળે છે ત્યા બકાવલીને બુલબુલ આવી પ-હોચે છે પછી ત્યા શકર પ્રગટ થાય છે તે લાખીને જીવતી કરે છે ને તાજલને પણ પાછો અસલ સ્થીતીમા આણે છે એટલે બકાવલી તથા બુલબુલ પણ પ્રકાશ થઇ મળી જાય છે અને ત્યાથી લાખીને ઘેર જાય છે.

બાદ ચારે કુંવરો સીરકસ્તાન જઇ પોતાના પિતાને બકાવલીનું ફુલ આંખે દેખતો કરે છે–દરમ્યાન તાજલનો દુત લડાઇની ચીઠી લઇ આવે છે તેની સામુ થવાને કોઇ પણ શક્તિમાન થતુ નથી, ત્યારે છેવટે રાજા ચીત્રસીહ પોતાના અવળા હાથ બાધી સામો ન-મવા જાય છે તાજલ પોતાના પિતાને ઓળખવાથી તેને બધન મુ-કત કરે છે પછી ચારે કુવરોનુ પોગળ પ્રકાશ થાય છે તેમને રાજા દેશપાર કરે છે ને તાજલને ગાદીપર બેસાડી ગજ્યાભીકશે કરે છે.

———o———

# પાત્રોનાં નામ તથા સંબંધ.

ચિત્રસિંહ—... ... ... ચિત્રાવતીનો રાજા

ધીરસિંહ |
વીરસિંહ |— ... ... ચિત્રસિંહના કુંવરો.
જયસિંહ |
વિજયસિંહ |

તાજલ— . ... ... એ પણ ચિત્રસીંહનો પુત્ર

ભોમાનંદ— . ... ... તાજલને ફિતુરી મોહોટો કરનાર એક રૂષિ

ફરોગો-- ... ... .. લાખીનો જેલર

મણીલાલ— ... ... લાખીનો વિદ્યા ગુરૂ.

યોગનાથ-- ... .. એક રૂષી

ભોગનાથ-- ... . યોગનાથનો ચેલો

કૃષ્ણારામ-- . રાજ્ય ગુરૂ

દયાળ }— ... ... ચિત્રસીંહના દરોગા
ગોપાળ }

## સ્ત્રી વર્ગ.

લાખી— ... ... ... મણીપુરની ગુણકા

ગુણસુંદરી-- ... .. લાખીની દાસીઓ

છંગી— ... ... ... મણીપુરની એક કુલટા સ્ત્રી

રંગી-- ... ... ... છંગીની દાસી

બકાવલી— ... ... પરસ્તાનની એક ખાનદાન પરી

બુલબુલ-- ... ... બકાવલીની સખી

ચંદ્રપરી-- ... ... બકાવલીની મા

એ સિવાય વારાંગના, દાસીઓ, ચોપદાર, રાક્ષસો પરીઓ વિગેરે વિગેરે--

---

શ્રી ગણેશાયનમઃ

# બકાવલીના ખેલના ગાયનો.

આાળકીઓ— ૧

વારી ધન તન તૂજપર નમીએ હે પ્રગટ હરીરે.
કીજે કરૂણા અત્રે કૃપાળુ સુખ કંદ,
દીજે રસાકસ પૂરો પ્રેમ થકી વિદ્નો હરીરે
અક્ષય વાસી છો અલબેલા તવ વીનતી કરીરે.
માગુ સાથ સદા સૂખકારી સહેજાનંદ,
સેવું ચર્ણુ ચિતે નિત્યે બહુ હર્ષ ધરીરે... ... ...વારી
આદય અનાદી છો વિભુ, કષ્ટ કરો સૌ દુર
પ્રથક પ્રથક પ્રવેશમા, રંગ રસ દયો ભરપૂર
કીધા છે બહુ કારજ નિજ ભકતોના પ્રેમથીરે.
તાર્યા સ્હેજે તેને કાપીને સૌ દ્વંદ... ... ...વારી
નિષ્કામી ને આાત નેહ થકી સાહે ચતારે,
પાપીઓને તમે દયો છો દાતા દંડ. વારી
ગોકુળમા ગીરધર તમે, કેહેવાણા છો ગ્વાલ.
ધેનુ નિત્ય ચરાવતા, નંદ તણા હે લાલ
યમુના તીરે મોરલી ધારી વેણુ વજાડતારે,
કરતા લીલા અકળીત તમે કૃષ્ણ ચંદ... ... ...વારી
લૂટયા મહિયારીના મહી તમે ગેડી ગ્રહીરે
પ્રગટાવ્યો છે વળી ગોપીઓને આનંદ... ... ...વારી

કચનીઓ— ૨

વાહ! ચંદ્ર વદનપર તનમન વારૂં જાવુ જાવુ કુરબાન
પ્યારીપર જાવું જાવુ કુરબાન, નિહાળીને નાજુક કટી કમાન...વાહ
મુદઃ યોવનવેલી ખીલી રહી, જોબન ઝરણુ ટપકે બહુ રસ ટપકે બહુ
નાજુક ચંપાકળી ફુલ ચૂટતાં રસ રસીયો સોમી લેસે સહુ,
બેઠી ભાવે બહુ, પ્યારો મારો દીલ માંહે ચહુ... ... વાહ

ચિત્રસીંહ—

અફસોમ અખોથી અરે દેખુ નહીં કાઇ
ન્યાયાલીલા જે ... રચના ... નહી ... અફસોસ
પુત્રનુ મુખ ભાળતી હુ અધરે થયો
દુ ખમા કાઈ બાકી નહિ, રહ્યો છુ મુઝાઈ... ...અફસોસ
ચક્ષુ જેના અસ્ત તેનો મિથ્યા છે સસાર
જીવવુ વ્રથા હવે મારે આ જગમાહી .. ...અફસોસ

ચારે કુવરો—

૪

પૂષ્પ લેવાને જૈયે (૩) આ પીના મોરા પુષ્પ
તમારા દુ ખથી હમેજ દુ ખી બાપુ સદાએ છૈયે પુષ્પ
તમારે ખાતર સુખ દુ ખ સ્હેશુ, પગપાછો ન દૈયે પુષ્પ
આજ્ઞા આપો બાપુ વાર ન કીજે હમો આતુર છૈયે પુષ્પ

૫

ચારકુવર—પ્રણામ પ્રણામ પ્રણામ, પિતાજી તમોને સો દરબારી-
ઓને જાતી વેળાના પ્રણામ

દરબાર—તમામ તમામ તમામ, સકટ હરસે ને માન્ય કરસે પ્રભુજી
શ્રી ઘનસ્યામ,

ચિત્રસીંહ—તમને છે મારી આશીશ

ચારકુવરો—વાર વાર જુગદીશ

સર્વ—જાઓ પધારો ને માગલ્ય કરો પૂરસે પ્રભુજી હામ—પ્રણામ

તાજલ—

૬

દુ ખ હરતા થઈ દુ ખ કેમ આપે થયાને પ્રભુજી દયાળુરે
બાળપણેથી વનવાસ દીધો શામાટે હે કૃપાળુરે . ... દુ ખ
માત પિતાએ કે તરછોડી જન્મ થતે વન નાખ્યોરે,
તેહ વખતથી તે રક્ષણ કે કુશળ સેવકને રાખ્યોરે... દુ ખ
વનમા વય છોટીથી મ્હોટો કીધો છે તે મોગીરે
પણ વત પણમા અનેક વિઘ્નોમાથી લીધો ઉગારીરે.. ..દુ ખ
માત પિતા હશે કોણ મ્હારા તે સ્વપ્ને નવ જાણુરે,
ઉછર્યો છુ હુતો જગલમા બીજુ ન કાઈ પ્રમાણુરે... ...દુઃખ

તાજની—

જેણે કરી ન પીતાની સેવા,
નાહક માણાણુ જનમ્યા જગમા ભુમીને ભાર દેવા
ધીક તેવા ધીક તેવા, ચંડાળ પાપી એવા... ...જેણે,
ગામી ઉદર નવ માશને ઝીલ્યા જેણે ભાર,
ન્હાનેથી મ્હોટા કર્યા વેઠી કષ્ટ અપાર,
આભાર કેમ ભૂલાયજ તેમનો દુમાય એથી દેવા,
છે સેવા, મેક્ષ મેવા ... .. ... ...જેણે

લાખી— ૮

આઇયે આઇયે મ્હેરબાન પ્યારે મેરે . ... આઇયે
આઇયેજી આઇયેજી આઇયેજી આઇયજી... ... આઇ
દઉ જોબનકા દાન જાનુ તુમ્પે કુરબાન. ... આઇયે
આઇયે આઇયે અચ્છી લ્હેજત ઉડાઇએ દીલબર ચારેજવાન
નશીબ ખુલા કહુ આજ હુ મારા, આયે મેરે ખાનદાન
અચ્છે હો કદ્રદાન મેરે પ્યારે જવાન . ... આઇયે
અત્તર તેલ ફુલેલે ભાજાવુ હાજીર કરૂ એલીજાન,
બાદી બનકે રહુગી તુમારી ગેરદી હયેજરકી ગુલામ
કર સબકા ગુલતાન ચલો પ્યારે પઠાન... ... આઇયે

લાખી— ૯

ચલા દીલદાર મેરે સરદાર પ્યારી સંગ
દીજે દેદાર છબીલે પર ઉડાવા રંગ,
બીછવું સેજ ફુલાકી યાર તુમહી ખાતીર,
લુટાવુ ગેહ જોબનકા બ્હાર મેરે દીલબર. ચલો
ગલેપે હાથ રખો ફીર સાથ ચલો ખુશ મન,
ઉડાના સ્હેલ જમાના ખેલ કરોજી ચમન. ચલો

જયસિંહ—કીયા ગુલતાન પ્યારી દીલજાન તૂને મૂજકો,
ફસાયા દીલ પરીમે કા કહુ તુજકો ચાલો.

લાખી— ૧૦

આજ નશીબ હુમારા ખુલા, તુમ આયે જો ચારે જવાન અલબેલા.
દીલબર પ્યારે તુમ્યે વારી છેલ છબીલા પ્યારા. નસીબ.

નગમ નરમ છોટી એ છતીયાપે, ક્યાસે રમાતું એશ કરાવુ દીલદાર—આજ
ચાર કુવર—વાહવા વાહવા મેરી જાન દુલારી,
જયસીંહ— બને બેવકૂફ તીનો હોગી ગધ્ધેકી અસવારી. આજ.

લાખી — ૧૧

બધીખાનેમ લે જાકે ચારોકુ ડાલોરે,
હાર ગયે હેય ચોશર મેચ્ચે, છીન લો કપડે તમામ,
ડાલો ઈનિકો કયદમે રે, બને હયે ચારો ગુલામ,
આટા પીસાવો લે જાકે જેલમે ડાલોરે બધી
મજબુત હયે ત્રઉં મન મન ઈનિકો, હરદમ ખુબ પીસાવ,
હુકમ મૂજબ નહી ચલે તો, ચ બુક જલદી લગાવ;
સીનો બીસે દેકે ધક્કા, ચલાસે નીકાલોરે. બધી
હાથ પાઉમેં જંજીર જકડો. તગીવા ટોપી પહેનાવ,
આન પડે તેરી નોકરીમેં, હરદમ કામ કરાવ;
કેદી બનવાઓ ચારોકુ જંજીર ડાલોરે બધી

લાખી — ૧૨

મે ન માનુ ન માનુ મનાય, કબી મેં ન મ નુ ન માનુ મનાય.
દરોગા પકડો ચારોકુ જકડો ચારોકુ જ દસે મે ન માનુ
મારકે ડાસા છ પ લગાઓ, ચારો ગુલામોકુ ચલાય દરોગા મે ન માનુ
ફીર લે જાકે ડાલો જેલમે, દેખો કબી ન છુટ જાય દરોગા મે ન મા

ચારે કુવર — ૧૩

હો પમે સાર આ ચાહે જે ચિત્ત પ નારી,
પરનારી પરનારી નર્કની છે જેલ બારી, હો પામે૦
ઘર ગૂણીકાનું છે વિષધર દરસમ,
મૂકસે ચર્ણુ એમા થાસે તેની ખ્વારી ખ્વારી હો પામે૦
પ્રભૂના ચોર થાસે વળી જગમા ગવાસે,
જશે જમ હાથ ત્યારે ખેદ થાશે ભારી ભારી હો પામે૦
થયા ડામીશ જો કીધી હમે પરનાર પ્યારી,
લઈને દાખલો આ ચાલજો સાફ વિચારી. હો પામે૦

# अंक बीजो.

લાખી— ૧૪

આઇયેજી મેરે પ્યારે મોજ ઉડાઇએરે................આઇયેજી૦
દીલકે પ્યારે નેનુકે તારે શીર કે હો સરદાર,
પાઉ પડે ગેહ બાદી તુમારી, ચલો મેરે દીલદાર........આઇયેજી૦
છોટી સી છતીયા નાજુક ચમેલી ખીલી રહી ગુલબાગ,
લીયો સુગંધી પ્યારે રસીલે, ખેલો છબીલેજી ફાગ .......આઇયેજી૦

સખીઓ— ૧૫

આવો રંગે રમવા લ્હેરી લાલજીરે,
આ તન મન ધન અરપી કરશુ ન્યાલજીરે. આવો૦

તાજલ—વાહ ચતુરા ચંચળ ગોરે ગાલજીરે,
ધન હરવા ધુતારી કરતી તાલજીરે આવો૦

સખીયો—આવો સુંદીર છેલ,
તાજલ. —શો કરવો છે ખેલ,
સખીયો—રમવા રંગની રેલ, કરશુ કાંઈ એક ટેલ,
તાજલ —એમજ
શખીયે—હા ? હા ? છેલ પધારો.
તાજલ.—ચાલજીરે...................................આવો૦

લાખી— ૧૬

દીલબર હુઈ મય્યે તુમારી ખાસ,
હાર ચૂકી યે શરમે હો આપ હુમારે નાથ.........દીલબર.
માલ ખજાના સબ હય તુમાર,
માલીક હો અબ આપ હુમારા,
મંદ કરો સાહેબજી કસુર એ બાદીકા ખાસ,......દીલબર.
તાબેદારીમે હાજર રહુંગી,
હુકમ અસ્મોપે કબુલ કઈંગી,
હાથ એક બારીકા પકડકે લીયોજી પાસ.........દીલબર૦

તાજલ— ૧૭

હો મેમુદા પ્યારી (૨) તે છો પિયા ખ્યારે

લાખી—જાઉં નાથને વારીરે,

તાજલ—વાહ સુંદરી શાણી,
પાવા પ્રેમનું પાણી,

લાખી—હું તો છું એ વાતથી અંજાણી,

તાજલ—હગો વાકક કરીશું,

લાખી—ત્યારે પ્રેમ પ્યાલા ભરીશું

તાજલ—વાહવા મીઠી વાણીરે . પ્રેમના,

સખીયો— ૧૮

જૂવો પ્યારી વસંતની વેલા, કેવી ખીલેલી, જોડી ગાઝી ગદી આ
શોભ સકમર સંગામળ આ, શોભે જોઈ ચિત્ત છબીલોજ આ,
જુવો

પ્રીત ગત શું વખાણું એહની, જમેલી જોડી જેહની ધન્ય તે સુખી
જીવો બેલડી વાધો વેલડી સુખી રહો સદા
ધન્ય ધન્ય પ્યારી જોડી કેવી સારી પોતે શોધી કહાડી,
આનંદની લ્હાણી વેશે પોતે શાણી, થઈ એની રાણી વાહા વાહા જુવો

દરોગો— ૧૯

ચલો કરો સબ કામ ઝપાટે નહિ તો ચાબુકસે ફટકાઉં

કેદીઓ—અરે હું મારે

દરોગો—ચુપ રહો કાફીર નહીતો ખુબ જ્યાદા સટકાઉં. ચલો
બેઠ રહે હો કયું તુમ ગધ્ધે યાદ નહીં હે મેરા માર,
યાકુબ બાવા હયે તુમારા પહેલવાન બહાદૂર સરદાર ચલો

બુલબુલ— ૨૦

રૂડા રસિક પ્યારા પ્રશ્ન હું પુછું તમોને
કયાથી આવ્યા કયા જાઓ છો પ્રિય કહો હમોને.
દાખવ્યું શુર પુરા રાક્ષસોને હાર કરી,
છોડાવી દુખેથી અહીં મુજને કૃપાજ કરી.

તાજલ—સુણ તું નાર આવ્યો છું હું જોવા ગુલપરી,
કેવું છે પુસ્પ તેનું પ્રેમથી કહું છું ખરી,
ફરૂ છું માટે તેને વનમાં તપાસ કરી,
પતો લાગ્યો ન હજી હાથ થાકયો છું હું ફરી

બુલબુલ—ચિંતાથી દુર થાઓ આવો તમે સાથ મ્હારી,
મેળાવું રહેજમા નક્કી તમોને ગુલપ્યારી.
થાયે છે બેન એ મારીજ વળીબેન પણી,
મેળાવી આપુ લીયો ભેટ તે પ્યારો તણી,

તાજલ—ત્યારે તો ધન્ય મારૂં ભાગ્ય જો એ કાજ થાએ,
બુલબુલ—અરે પ્યારા એમાશું કામ છે મોહોટુંજ આહે,
ધોળવા પાડ મૂને તક આ મળીજ સારી,
તાજલ—ચાલ આવુ છુ પરસ્તાનમે હું સાથ તાહરી,

૨૧

બુલબુલ—પ્રેમની ગાઠ બાંધો મરા રાજ, લીયો તમે પતી
પદવીનો ચાર્જ,
થાવો મુજ સ્વામી સીરતાજ . .....પ્રેમની૦
શિયળવતી હું છુ નારી નથી પરણી કોઇ સાથ,
પાણીગ્રહણ કરીને પ્યારા ઝાલો જમણો હાથ.. પ્રેમ૦
રસીયાજી રંગ માહે ઝીલાવુ રાખુ હૃદયમા રાય,
પ્રેમથી પોઢાડુ તમને યૌવન બગીચા માય .....પ્રેમ૦
તાજલ—કબુલ કરૂ છુ પ્રેમથી હું પ્યારી તારો હાથ,
ચુંબન ચિત્તહર લઉંજ તારૂં ભલી ભીડાવી બાથ
પ્રેમની૦

લાખી—— ૨૨

હોય સતી સદગુણ જે નાર, શિયળ સાડી ઓડો,
પતિ પ્રેમ એવા તણુ સાર સમજી સેવા જોડો,
સદ્‌ગુણના શણગાર સજીલો ચોળી નીતિ પથરે,
મધુર વચન મુખવાસ કરીને રિઝાવો નીજ કથ શિ૦
ચણિયો ચચળ ચતુરાઇનો, વિવેક ચુડી હાથેરે,
નેપુર નીજ વામી ભક્તિના વિનય વેણી માથ શિ૦
નિષ્કલંક ભાલે ચાંદલીયો પતિવ્રત મુખપર નુરરે,
નિર્મળ મન હૈયે હાર ધારી શોભ વો નીજ રૂપ, શિ૦

લાખી—— ૨૩

જાજારે લપટ દુર વટેશુ આ મૂખ ભણી જાજારે. જાજા

વાહ વહરે, વિકારી રૂપ રીતી શું આ ગુરૂતણી ...અમ૦
શર્મ તજીને શું ધર્મ ચુકે છે, અરસમ વણવિચારે ભૂકે છે.
ભ્રષ્ટ મતિ થાએ ક્રૂર......................................વહે૦
શિષ્ય પ્રત્યે શું આછે ગુરૂધર્મ, શુ તુજને શોભે છે આવુ કર્મ
વિચારી જો નીજ ઉર...... .. . . ... ..... ......વહે૦
હજી પ્રતીક્ષા રાખુ છુ હુ તારી, ચલ્યો જા મ્હેલથી બાગ
આ વારી,
નહિ તો થશે ચકચૂક.... .... ... .... . .. .... વહે૦

સાખી—— ૨૪

ધિક્કાર ધિક્કાર ધિક્કાર નીચ બને છે કેમ ગમાર તુ
બને છે કેમ ગમાર તું થાએ છે કેમ બદકાર તુ ..... ધી૦
ધિક ધિક્ ધિટ નાગ જેવા ગુરૂઓને, ફીટ ફીટ નાગ જેવા ગુરૂઓને
ન ધાર્યુ ન સાર્યું પામે એમા લગારતુ . .. ધિકાર૦
નજરતુ કામી કુતરા, મનન ખોટા ધાર,
કંઇક ગયા જખ મારતા, જમને હાથ ઝપાટ.
બને છે કેમ ગમાર તુ ...... ..... ..ધિક્કાર૦

પરોચા— ૨૫

જાગીયે પ્યારી સખી હમારી નિદ્રાથી મુક્ત થાઓ,
સહીયેર સંગે રમવા રંગે પ્રિય પ્યારી પાસે આવો,
લ્યો સુખ લેવા પ્રેમ બનાવો ગીત મધુરા મુખ ગાવા
ચદનીમા ચિત્તહરી આવો હૈયે હોશ ધરી,
રમીયે બાગમા ફરી વિનોદની વાતો કરી,
આનદથી ઉર ભરી વિરામ પામીયે ઠરી, નાચ રગ ઝખ કરી.
જાગીયે૦

પરીચા— ૨૬

સુણુ પ્રીય સખી, છે અમને એ અજાણુરે,
કોણુ આ દાર આવ્યુ સાર નથી લગાર હમને ભાળ સત્ય
છે અમ વાણુરે...સુણુ૦
પક્ષી નવ પળે, છે એવો આપ બાગરે, કોણે હામ ધરી
આ ઠામ કીધુ કામ આવી આમ.

ધરી ગયો એષાધુરે........................................સુણ૦

બુલબુલ-સત્ય સુંદરી,

પરીચા-છે વાત એ મેરી, ન દ્હેમ ધાર મુ......................સુણ૦

બકાવલી— ૨૭

આતો ઝુકી ગયો છેલ મારે ચિત્ત,

ભમાવી નાંખી, ભુરકી કીધી ભમીત...........................આતો૦

ચંચળ ચિતહરે ચિતમાં ચોટ્યા, મ્હારા સુંદીર શ્યામ,

કહોને વ્હાલા ક્યારે મળશો શાંન્તજ કરવા કામ,

રસીલા છબીલા રંગીલા હેરીના આપોને આરામ ..ભમા૦

બકાવલી— ૨૮

નાંખી છે પ્રેમની ફાંશીરે વ્હાલાજી તમે નાખીછે પ્રેમની ફાશી,

વાઘેણને કીધી માખીરે... ... ... ... ... ...પ્રેમની

વ્હાલાજી વશીકર્યું ઈલમે ચલાવી, ભુવાજી તમે ભાનજ મારૂં ભુલાવી,

દીધુ મનડુ ડોલાવીરે... ... ... ... ... ...પ્રેમની૦

પીયુ પીયુ મન પોકારે સુઝે ન કામે કાંઈ, વશ્યો વપુ ના જાગે છે અવળાં એહાઇ,

ચટપટી ચિત્તમાં થાએરે... ... ... ... ...પ્રેમની૦

મોહનવર મારા મુકી દો હવે હાંશી, અલબેલા થાઓ યોવન બાગના વિલાશી,

મુજ હૃદય કમળના વાશીરે... ... ... ... ...પ્રેમની૦

તાજલ— ૨૯

કોયલડી મધુરી શી ગાવે (૨) રસિક વાણી વનિતા સુણાવે, ચિત્તહર ચિતડુ ડોલાવે

સુંદર સુરત સારી બિજળી ચમકે છીયા મોરાએ લોભાવે. હા કોયલડી૦

નાજુક પૂતલી કેરી કટી લચકાવે, ધીમી ધીમી આવે મીઠી મોહ ઉપજાવે,

ફુર્બાન જોબનપર મોરી વ્હાલી મોરી પ્યારી ભેટી લે ભાવે કોયલડી૦

બકાવલી— ૩૦

હાય અચાનક કેર શો મુજપર, વરસાવે ઇશ્વર
ભર દરિયે જઈ પડ્યા મુજ પ્રાણ,
વેરણ થઇ આ માવડી મ્હારી, દીધા નાથ હરી ભર૦
વિયેગ સદાનો કરાવ્યો પતિથી, હવે મુજ ગતિ શી ભર૦
સુખની નૌકા સિંધુ જાતાં, તુટી અથડાતાં. ભર૦
ચોમેર દુઃખ દવ સળગ્યો વિંટાઈ હું વચમાં ઘેરાઈ ભર૦

# अंक ३ जो.

બકાવલી— ૩૧

રામા મેતો જેગન બન જાતું, પીઉને કારન બાસે ભષ્મ લગાતુ મેતો
વેણા જત્ર વગાડુ વન વન નાથ નામ ગુન ગાવું મેતો
હાથોમે તુંબી ગલે અંગ છાલા, અંગપર ભષ્મ રમાતુ મેતો
ગીરી પરવતને ગુફાગા જઇને, પીઉ પીઉ શબ્દો પોકારૂ. મેતો

ફકીર— ૩૨

બગલા કયસા બનાયા અજબ, કે યારો અલ્લા નામી ભજલો.
ઇશ બગલેકુ દશ દરવાજા, બીચ પવનકા થંભારે,
આવત જાવત કોઇને દેખે, ઓડી બડાહય અચંબારે. બગલા૦
મીટ્ટી ચુન ચુન મહેલ બનાયા, લોક કહે ઘર મેરા,
નહિ કછુ તેરા નહી કછુ મેરા, ચીડીયા રેન બસેરારે. બગલા૦
પાનીકા પરપોટા જયસા, તેસા એ ઘર તેરા,
બનમે છાડ ચલે જબ હંસા. તબ વ્હા રહેગા ડેરારે. બગલા૦

બકાવલી—બુલબુલ— ૩૩

દરસણ દયો અમને દાસીને મારા રાજરે
હો પીઉ પીઉ પોકારી તારી જપુ જાપ માળાજી.
વન વન વાહાલા તારી વેણા વગાડીએરે,
કહે બોલીને કથ કથજીરે, મારા૦
તુજવિણ વાહાલા મારા સુના મદીરીયારે,
સુની સેજોમા નીંદ્રા ન આવે, મારા૦
તુજ વિણ પ્યારા નહી ભોજન ભાવેરે,
દયા લાવો દાગની શીરતાજ, મારા૦

છંગી-- ૩૪

હુતો દીલ રંગી બહુ બંગી છંગી છું છટકેલી નાર,
મચકો કરતી મન હરી લૌં મારીને અનુસાર. છંગી.
સજી સોળ સણગારે લટકા કરેતી જાવુ બજાર,
લોભાવુ લ્હેરી લાલાઓને મારી પ્રેમ કટાર— છંગી.
જાવુ દર્શનને બ્હાને કોઈ પ્રપંચ કરવા યાર,
વળી જાવું ગરબે રમવાને ત્યાં સોધું ભરથાર છંગી.

લાખી-- ૩૫

દીનાનાથરે દાસીની દયા દીલ ધરો
દાસીની દયા દીલ ધરો (૨) દીના૦
દંપતીનો ભીદ વિયોગ શામો, દયા દષ્ટે દામોદર ઝામો,
દુ:ખ આ હરો (૨) દીના૦
જાય જુવાની એળે મારી, વીરહ વિષધર ડંખે ભારી,
જોબન ઝરો, ઝરી જાય જોબન ઝરો દી૦

તામલ-- ૩૬

ઉડજા પછેરૂ જલે તેરા ધામ,
જલે તેરા ધામ સોધી લેને સીતારામ ઉડ૦
આગ લગી તેરે પીંજરકુ રત પાના આરામ,
જલ બલ ભસ્મ બને ઘર તેરા ભજલે તું હરકા નામ જલે૦
હાડ ચામકા અશ્વ બનાયા ફીરતા ગામો ગામ,
કાળ ચોધરી સવાર હેકે, એક દીન લેગા જાન જલે૦
માઈ બાપ સબ જુઠે હય, જુઠી હય દુનીયા દામ,
ભજલે ભોળા શંભુ મનવા, અવીચળ પદવી પામ જલે૦

સર્વ— ૩૭

ત્રીપુરારી જયકારી દઈ સારી આહા ભોળાનાથ,
થયા અતી પ્રસન્ન પ્રસન્ન ચાહ જય શંકર,
ભગ રંગ શીર ગંગા ધારી રૈઠ મુઠ નંદી અસવારી
પ્રિયકર જયકર શંભુ હર હર પ્યારા પ્યારા છો હમારા,
લોચનના તારા તારા વાહ વાહ શંભુ દેવા ત્રીપુરારી

૩૮

આવો આવેને સુંદીર શ્યામ ગોરલી વાળારે
આજે રંગે રમવા જામ છેલ છોગાળારે
સૌ સજી સોળ શણુગાર મોરલી૦
વાટલડી જોતી નાર છેલ૦
કરો કૃપા ત્રીભુવન નાથ મોરલી૦
આવો ગરબે રમવા સાથ. છેલ૦
કરી કરૂણા કૃષ્ન ચંદ. મોરલી૦
આપો ગોપીયોને આનંદ. છેલ૦
પૂરો પ્રીતમજી કોડ. મોરલી૦
કરગરી કહે રણછોડ. છેલ૦

સાખી.

ધન ધન આજે ઉગીઓ દીવાળીનો દીન.
પ્રભુના દર્શણ કાજે સજના છે સૌ લીન આવો૦



ાણુ ૭

દરેક જાતના ચોખા જેવાં કે, બીરંજ-
ણી, કાલમ એકદાણી, જીરપટણી, બં-
ર, ફેરવેલ, દુધપાકને સારૂ કોઠી, સા-
ડાગી, કોલમનલ પોળીઆ. ... વા-
ગેરે મળી શકશે. ભાવ ઘણા કીફાયત
એકવાર મગાવ્યાથી ખાત્રી થશે. જ-
જ કીફાયત ભાવે આપવામાં આવશે.
રો ઘણીજ તાકીદથી તથા ખાત્રીપૂર્વક બ-
રી.

અનાજના દુકાનદારો તથા ગૃહસ્થોને વિનતિ કરવા-
આવે છે કે હમારે ત્યાં જથાબંધ પહેલા નંબરના એકદા
, વગર ભુકાના ચોખા વેચવામાં આવે છે. માલ ચોખ્ખો
ને એકજ કીમ્મતે વેચવામાં આવે છે. એકવાર મંગાવીને
ાતરી કરવા વિનતિ છે હાલમાં અનાજ ભરવાની મોસમ
સબબ હમારે ત્યાં ઘણો સરસ જૂનો તથા નવો બન્ને
પ આવેલો છે તેની તપાસ કર્યાથી ખાત્રી થશે.
રક પડશે.

લાલ હીલાભાઈ,

—સુરત.